મુંબઇ ગુજરાતી નાટક મંડળીના માલિક.

ભારતભુવન થીએટર—અમદાવાદ.

---



---

આવૃત્તિ ૪ થી. પ્રત ૫૦૦૦

સંવત્ ૧૯૭૮ સન ૧૯૨૨

જૈન એડવોકેટ પ્રીન્ટીંગ પ્રેસમાં

# મુખ્ય પાત્રો

મણી..................ભાઈદાસની પુત્રી, રસિકની પત્ની.
ગંગા...................મણીની મા, ભાઈદાસની પત્ની.
ભાઇદાસ............સુરતનો એક વણિક.
કાલિદાસ...........મણીને પરણવા તૈયાર થએલો સુરતનો એક વૃદ્ધ વણિક.
રસિક...............મણીનો પતિ.
મોહન...............રસિકનો ભાઈ.
રતન / પ્રેમબાઇ........કાલિદાસની પત્ની.
દામોદર........મણીનો કાલિદાસ સાથે વિવાહ કરાવનાર દલાલ.
નવનિતરાય........સુરતનો એક નાગર વકીલ.
ગુલાબ..........કાલિદાસની ભત્રીજી, રસિકની કાકી.
કલ્યાણદાસ.......રસિકનો કાકો.
બરજોરજી..........એક ડાકટર, નવનિતરાયનો મિત્ર.
બચુ...................બરજોરજીની સ્રી.
કમળા...............નવનિતરાયની પત્ની.
રાજારામ...........એક સ્વદેશાભિમાની ગ્રહસ્થ, નવ૦નો મિત્ર.
ભા:....................કલ્યાણદાસનો રસોઈઓ.
ફોજદાર, સિપાહી, જડજ, જુરર્, વકીલ, વગેરે, વગેરે.

# નાટકનો ટુંક સાર

## અંક ૧ લો.

સુરત શહેરમાં રહેતા ભાઈદાસ નાણાવટી નામના એક લોભી બાપને ઘેર મણીએ જન્મ લીધો હતો, યોગ્ય ઉંમરની થતાં તેજ શહેરના પોતાનીજ જ્ઞાતિના માતા પિતા વગરના રસિક નામના પોતાથી બે વર્ષે મોટા એક કેળવણી લેતા યોગ્ય અને પૈસે ટકે સારી રીતે સુખી યુવાન સાથે તેનું વેસવાળ થયું હતું બનાવ એવો બન્યો કે, રસિકનો પૈસો એકાએક બેંક ભાંગી પડવાથી નાશ પામ્યો, કાલિદાસ દેસાઇ નામનો એજ જ્ઞાતિનો સાઠ વર્ષનો એક વૃદ્ધ ડોસો આ વખતે બે સ્ત્રીઓ પર ત્રીજી કરવા તૈયાર થયો; પૈસાવાળો હોવાથી રૂા. પાંચ હજાર એ કામ માટે જૂદા કહાડયા, ભાઈદાસ લલચાયો અને મણીને કાલિદાસ સાથે પરણાવા લેખિત કબુલાત આપી. પ્રેમી રસિક મણીને છેવટનોજ મળી લેવા છુપી રીતે લાગ જોઈ ગયો. મણીનું દુઃખ તે જોઈ શકયો નહિ, નવનિતરાય નામે સારી કેળવણી પામેલા સારા વિચારના અને હાલ સુરતમાં વકીલાત કરતા પોતાને ઓળખતા, એક જાણીતા વકીલ પાસે તે ગયો તેની સાહ્ય માગી જે આપવા તેણે કબુલ કર્યું. આ પ્રમાણે મણીને ઘેર જતાં કાલિદાસના વરઘોડામાં નવનિતરાય વકીલ જોવામાં આવ્યા, વરઘોડા માંડવે આવતાં નવનિતરાયે કરેલી યુક્તિ પ્રમાણે કન્યા માંડવામાં આવીજ નહિ સાજનમાં હો ! હા ! થઇ રહયો. વૃદ્ધ વિષયી વરરાજા ગુસ્સાભેર પોતાના થનાર સસરા તરફ લાકડી લઈ ધસ્યા, નવનિતે સર્વને શાંત પાડયા; અને પોતાને નામે મણીને બોલાવી, મણીએ હિમ્મતથી એ પોતાના દાદા જેવડા ડોસાને પરણવા ચોખ્ખી ના કહી. ભાઈદાસ તેની ઉપર ગુસ્સે થઇ જોર જૂલમથી તેને પાટે બેસાડવા જાય છે, તેટલામાં નવનિત વચમાં પડયો, ભાઇદાસનેજ હાથે લખાયલી કબુલાતને આધારે તેણે ભાઈદાસ તથા કાલિદાસ

પર સરકારી રાજ્યમાં ગુલામને રૂપે છોકરી વેચવાનું તથા લેવાનું તહોમત મૂકી કોર્ટમાં મણી તરફથી ફરીયાદ કરી બન્નેને શિક્ષા કરાવવા જણાવ્યું. આ ધાસ્તીથી વૃદ્ધ વરરાજા નવનિત ઉપર ગુસ્સે થતાં તથા ખરચાયેલા પૈસા માટે અફસોસ કરતા બિચારા ઘર તરફ પાછા ફર્યા. રસિક હાજરજ હતો નવનિતે ભાઈદાસને પોતાના હાથમાં આવેલો જોઇ આ બન્નેનું લગ્ન તેજ વખત કરી આપવ કહ્યું. અચાનક રીતે ફસાઈ ગયેલા ભાઈદાસે તે કબુલ કર્યું અને રસિક-મણી નિરંતરને માટે જોડાયાં.

## અંક ૨ જો.

કલ્યાણદાસ દેસાઈ રસિકના કાકા હતા. રસિક તથા તેનો નાનો ભાઈ મોહન અચાનક નિર્ધન થઈ જતાં અહીંજ ઉછર્યા હતા. આ ઘરમાં મણી આવી. મણીની કાકીસાસુ ગુલાબ કાલિદાસ ડોસાની ભત્રીજી હોવાથી તે મણી ઉપર દ્વેષ રાખવા માંડી પોતાના ધણીને મણી વિરૂદ્ધ ભંભેરી રસિક ઉપર ગુસ્સો કર્યો, આ ગુસ્સો સહન ન કરી શકાવાથી રસિકે ભણતર પડતું મૂકી કાંઈ નોકરી શોધી કાકાથી જૂદા રહેવાનો વિચાર કીધો, મણીએ અભ્યાસ આગળ ચલાવવા આગ્રહ કર્યો; કાંઇ વિઘ્ન ન આવે તેટલા માટે નવનિતરાય વકીલ જે આ વખતે મુંબઈમાં હતા, ત્યાં જઇ અભ્યાસ કરવા પોતાના પતિને કહ્યું, રસિકે તે કબુલ રાખ્યું, અને મુંબઇ ગયો.

મણીએ રસિકને નસાડી મૂકયો એવો આરોપ ગુલાબે તેનાપર મૂકયો, કલ્યાણદાસને ભંભેર્યા, અને મણીને ઘરમાંથી કહાડી મૂકી મોહન બિચારો ભાભીની આ અવસ્થા જોઈ બહુ ઉદાસ થયો પણ શું કરે ! ગરીબડી મણી સાસરેથી નિકળેલી બાપને ઘેર આવી બાપે તેને પોતાની મરજી વિરૂદ્ધ રસિકને પરણવા માટે કહેવાય તેટલાં વચન કહ્યાં, પોતાના ઘરમાં રાખવા સાફ ના પાડી; લાચાર દુઃખી મણી મામાને ઘેર જઇ પોતાના દિવસો પુરા કરવા માંડી.

રસિક મુંબઇ પહોંચ્યો, નવનિતે તેનો સારો સત્કાર કર્યો અને રાજારામ તથા ડા. બરજોરજી નામના પોતાના બે મિત્રો સાથે તેની ઓળખાણ કરાવી; ફુરસદને વખતે આ મિત્રો દેશોન્નતિ ઉપર તકરાર ચલાવતા. રાજારામ નિરંતર પ્રાચીન વિચાર, રિવાજ અને કેળવણી શ્રેષ્ઠ છે એમ સિદ્ધ કરવા મથતો. તેજ વખતે ડા૦ બરજોરજી હાલના નવા વિચાર, રિવાજ તથા કેળવણી તરફ ઢળતો. નવનિતરાય બન્ને પક્ષ તરફ સમતોલ રહી બેઉનું સમાધાન કરતો, આ વિવાદમાં રસિકપણ આનંદથી ભાગ લેતો.

ગુલાબ સ્વભાવે લોભી હોવાથી કાલિદાસ ડોસાનો અંતકાળનો વખત પાસે આવતો જાણી તેની પાસેથી કંઇ મેળવવાની આશાએ એક દિવસ તેને ઘેર ગઇ, ડોસા ઉંઘતા હતા. આ તકનો લાભ લઇ ગુલાબ ઘરેણાં ગાંઠાં વગેરે ખોળી કહાડી લઇ ત્યાંથી પસાર થઇ અર્ધે ક રસ્તે આવી ત્યાં પાછળ ડોસાને પોલીસ સાથે આવતાં જોયા 'હવે કયાં જવું?' કાંઇ સુઝયું નહિ. એટલામાં સામેથી મણીને પાણી ભરી તેના મામાને ત્યાં જતી જોઇ, ગુલાબે પોતાની પાસેનું પોટલું તેને સાચવવા આપ્યું. ભોળી મણીએ તે લીધું, અને એક બાજુ ઉભી રહી. કાલિદાસ ડોસાએ ગુલાબની જડતી લેવરાવી કાંઇ મળ્યું નહિ એટલે નિરાશ થઇ વિદાય થયા મણીએ જોયું કે આ સર્વે ચોરીનો માલ છે તેથી સર્વ ગયા પછી સાસુને પાછો આપતાં તે જેનો હોય તેને હવાલે કરવા શિખામણ આપી. ગુલાબે આ વખતે વહુને પાછું પોતાને ત્યાં આવી રહેવા વિવેક ખાતર આમંત્રણ કર્યું, મણીએ તે કબુલ કર્યું. અને પાછી સાસરે જઇ રહી. ગુલાબે કાલિદાસનું ઘરેણું પાછું ન આપતાં તે પોતાના ઘરના વાડામાં દાટયું. અહીં મોહન એક વખત ગુલાબનો છોડ રોપતો હતો તેના હાથમાં તે આવ્યું ગુલાબે એ જાણતાં મોહન પાસેથી ફોસલાવી લઇ લેવા માંડયુ

, તેણે તે તેને ન આપતાં પોતાની ભાભીને આપ્યું મણીએ ચોરીના માલ તરીકે ફરી ઓળખ્યું અને સાસુને વળી શિખામણ આપી. પોતે હવે મોહનને મોઢે ઉઘાડી પડી જશે એવી બ્હીકથી મોહનને દૂર કરવાની યુક્તિ ગુલાબે કરવા માંડી, મોહનની માનાં સમચરીને દિવસે તેણે ભટ પાસે સોમલ મંગાવી મોહનના ખાવાના બે લાડુમાં ભેળવ્યું. મોહને માના મરણને દિવસે લાડુ ખાધા નહિ. દયાળુ બાળકે એ લાડુમાંથી એક કાકાને મૂકી દેવા અને બીજો કાલિદાસ ડોસાને ત્યાં મોકલાવી દેવા ભાભીને કહ્યું; મણીએ તેમ કીધું–મુંબઇથી રસિક પાસ થવાના સમાચારનો તથા મણી અને મોહનના ખાનગી ખર્ચ માટે રૂ. સોની નોટ સાથે એક પત્ર આવ્યો હતો તે દીયર ભોજાઇ આનંદથી વાંચતાં હતાં તે વખતે કલ્યાણદાસને ઝેર ચઢ્યું છે એમ જણાવી ભટ તેમને તેડવા આવ્યો, ગુલાબે સર્વ મણી ઉપર ઢોળી પાડ્યું થોડીવારમાં કાલિદાસ મરણના સમાચાર આવ્યા; તે પણ ગુલાબે મણી માથે ઢોળી પાડ્યું કલ્યાણદાસને હોસ્પિટલમાં લઇ જવામાં આવ્યા અને મણીને પોલીસે કેદ પકડી.

—:o:—

## અંક ૩ જો.

રસિકે પ્લીડરની પરીક્ષા મોટી ફતેહ મંદીથી પસાર કરી અને નવનિત, રાજારામ તથા બરજોરજી સાથે વધારે આનંદથી દેશોન્નતિના તેમના થતા વિવાદમાં ભાગ લેવા માંડ્યો. અણચિંતા તેને મણી પકડાયાના સમાચાર તાર તથા છાપા મારફત મળ્યા. નવનિતરાયે તેને ધીરજ આપી તથા તે રસિકને લઇ મણીની વ્હારે સુરત રવાના થયો.

જે ભટે ઝેર આણી આપ્યું હતું, તેને ગુલાબે રસિકની મુંબઇથી મોકલેલી નોટ અનાયાસે હાથમાં આવતાં આપી હતી, મૂખ ભટના હાથમાં નોટ આવતાં રાતના બાર વાગ-

વાને સુમારે રસ્તામાં ખુશી થતો જતો હતો તેવામાં સિપાઇએ તેને પકડયો, અને પોતાની શેઠાણીએ આપી છે એવું કહેવાથી ખાતરી કરવા ગુલાબ પાસે લઇ ગયો, ગુલાબ ગભરાઇ અને પોગળ ફુટશે એ બ્હીકે નોટ વિષે કાંઇ જાણતી નથી એમ બોલી. મોહન અણચિંતો આવી ચડયો અને નોટ જોઇ ઓળખી ગુલાબપર રીસે બળેલા ભટે મોહન પાસે બધી વાત ફોડી દીધી અને પોતાને બચાવવા આજીજી કરી ભાભી નિર્દોષ છે એમ જાણતાં દીયર મલકાયો અને ભાભીને છોડવવા યુક્તિ કરવા મંડયો.

સેશન્સ કોર્ટમાં કાલિદાસનું ખૂન તથા કલ્યાણદાસનાં ખૂનની કોશીશ એમ બે વાંક માટે મણીની તપાસ ચાલી નવનિતરાય મણી તરફથી હાજર થયા મોહન તેમને મળી શકયો નહોતો, અને તેથી તે હજી અંધારામાંજ હતાં દરેક સાક્ષી તથા પૂરાવા મણી વિરૂદ્ધ ગયા, નવનિતરાયે કેસ મુલ્તવી રાખવા આજીજી કરી પણ વધારે વખત જડજે આપ્યો નહિ અને જુરીને ચાર્જ આપ્યો અને ફોરમેન ગીલ્ટીનો શબ્દ બોલવા ઉઠયો તેજ વખતે મોહન આવી પુગ્યો. સાક્ષી તરીકે હાજર થયો અને સર્વની અજાયબી વચ્ચે ખરી બનેલી વાત કહી ભટને કવીન્સ એવીડન્સ બનાવી છોડવામાં આવ્યો અને તેણે બાકી રહેલી શંકા દૂર કરી. મણીને છોડી મૂકવામાં આવી અને ગુલાબ સામે વારંટ નિકળ્યું.

કલ્યાણદાસ જે આ વખતે કોર્ટમાં હાજર હતા તે આ સર્વ ફેરફાર જોઇ અતિશય ઉદાસ થયા. રસિક તથા મોહનને પોતાના વારસ કરી વસીઅતનામું તૈયાર કરી તેની ઉપર સહી કરી તેમણે ઘરબાર તજ્યાં અને છેવટના રસિકમણી તથા મોહનને મળવા ગયા.

આ સર્વ ખબર મૂર્ખ ભટ મારફત ગુલાબને પડી, હવે તે પસ્તાવા માંડી તેટલામાં પોલિસના સિપાહી તેને પકડવા

આવ્યા, નક્કી પોતે ફાંસીએજ જશે એમ જાણી પોતેજ મંગાવેલું બાકી રહેલું ઝેર પોતે પી ગઈ પાછલી બારીએથી કુદી પડી રસિકનાં ઘર તરફ રવાના થઈ.

મણી પોતાને સુંદર ઘરમાં નાથની વાટ જોતી બનેલા બનાવોપર વિચાર કરતી બેઠી હતી, ત્યાં રસિક આવી પહોંચ્યો પતિ-પ્રિયા આનંદથી મળ્યાં, મોહન પાસેજ હતો. બાળ ને જોઇ તેના કોમળ હૈયામાં આજ મરેલી માતા સાંભરી આવી દિયરનાં હર્ષ-શોકનાં આંસુ ભાભીએ વ્હાલથી લુછયાં. આ વખતે ત્યાં નવનિતરાય, રાજારામ, બરજોરજી ડાકટર તથા મણીનાં માબાપ વગેરે આવી પહોંચ્યાં, નવનિતરાયે કલ્યાણ દાસનું કરેલું વસિયતનામું સર્વને બતાવ્યું એટલામાં કલ્યાણ દાસ પોતે છેવટના મેળાપ માટે આવ્યા, કાકાને પોતાના વિચારથી ફેરવવા રસિકે તજવીજ કરી. પણ તે માન્યા નહિ, છેવટ બેબાકળી દુઃખી ગુલાબ ઝેર પીને ત્યાં સર્વની દયા માગવા આવી. રસિક–મણી, મોહનની માફ માગી. તેણે તેને માફ કર્યું પણ અફસોસ! તેજ વખતે ગુલાબ પાછળ પડેલા પોલીસના સિપાહીઓ ત્યાં આવી પહોંચ્યા; અંતે વારંટની રૂયે તેને પકડવા જાય છે તેટલામાં પાપમાં ડુબેલીએ પોતે પીધેલા ઝેરથી આ દુઃખદાયક અવસ્થામાં સર્વની ફરી ફરી માફ માગતી મરણ પામી.



# રસિક-મણી.

## અંક ૧ લો.

રસિક— ૧

ખોયું સર્વ ત્રિકાળ વિહવળ હું થયો,
અશરણ નિરાધાર બાળ અસહાય હા બન્યો આજ-ખો.
આશા પામી સહુ નાશ મારી છેક,
છેક થયો નિરાશ દીધો તજી દેવા;
કરડી નજર કરી કાં અશરણને લુંટી લીધા-ખો૦

રસિક— ૨

નહિ સંપત્તિ કે ઘરબાર જવે! દુઃખથી મુજ અંતર લેશ દ્રવે
શકું સર્વ વિપત્તિ બીજી હુ સહી, પણ પ્યારી પીડાતી ખમાય નહીં.
અફળ સકળ મુજ આશ થઇ હવે,
વિપળ સબળ મુજ વીતી ગઇ હવે,
રસીલી પીડાતી બચાવી દઇ હવે,
શકું ન કદી મુજ સંગ લઇ હવે,
સુખદ ઉપાય સૂઝે ન કંઇ હવે,
માગું મદદ પ્રભુ કોની જઇ હવે.
દુઃખ ભારે મતિ મૂઢ થઇ ન સૂઝે કંઇ, ન રૂચે કંઇ;
શરણ તુજને પ્રભુછું વિપત્ત હરતું.

મણી— ૩

પતિત પાવન દયા કંઇ દે હૃદયમાં હિંદુઓ કેરા,
વસેલી ક્રૂરતા લઇ લે હૃદયમાં હિંદુઓ કેરા.
નીચ સ્વાર્થ નીજ સાધવા હરામનાં લઇ દામ,
વેચે નીજનાં બાળકોને પર ઘેર ગુલામ.

ગુલામી હાય આ ધંધો હૃદયમાં હિંદુઓ કેરા,
હરામી હા ! હસી બેઠો હૃદયમાં હિંદુઓ કેરા,
કપુત કુળમાં નીપજ્યાં બોળ્યું બાપનું નામ.
ગુલામી ધંધાનું છતાં તજે હરામી ન કામ.
નકામી જઇ વસી રીતિ હૃદયમાં હિંદુઓ કેરા,
ન પામી બાળકી પ્રીતિ હૃદયમાં હિંદુઓ કેરા.

ભાઇદાસ -- ૪

કરમમાં કોડી જો નવ હોય દીકરીનું મોં ક્યાંથી જોય,
ધંધે ધાપે ધાઓ ભલે પણ એમાં ખાશો ખત્તા.
આવો ધંધો વગર ખોટનો કરો હો જો સત્તા-દી૦
પૂરવ જનમનાં પુણ્ય હોય તો પ્રગટે પેટે બેટી,
બેટી આપે બાપાજીને ભરી હેમની પેટી-દી૦

મણી— ૫

કરી દયા, મને તાતજી હણો,
છઉં હું બાળકી વેરી ના બનો;
શીદ દુઃખી પિતા છોરૂને કરો ?
શીદ ગરીબને આગમાં ધરો ?
ગળું દબાવીને જીવ લો ભલે,
નવ વિંટાળશો વૃદ્ધને ગળે,
રડતી રાખીને હા કહો હસી,
પડું પગે પિતા જાઓ ના ખસી.

મણી— ૬

પૈસાને લોભે બાંધો છો ગાય કસાઇ ઘરમાં,
ફિટ ફિટ કરશે લોકો ઘો છો મણિ મડદા કરમાં,
કરોછો મુખ કાળું હાથેથી કર્મ કરી કૂડું;
જીવતી મારો શીદ બાળાને થાશે નવ રૂડું.

રીબાવીને બાળકને મારે ખૂની નીચના નીચ છો,
કદી છોડશે દુનિયા તમને પ્રભુથી નવ છુટશો.

રસિક— ૭

અહાહા પ્યારી તું!
મીઠી સદાય થાય સુખ જાય દુઃખ!
હસી નમી ગમી વદે
આનંદની રેલી હેલી ઘેલી મારી તું-અ૦
ઉડે વાસ શુભ તું ફુલમાંથી
ઘુમુ ભમર હું થઇ તુજ સાથી
મલકાઇ ગુણ ગાઇ પૂર લોભાઇ
પ્રિયપ્રાણ સુખ ખાણ જશ ભાણ
છબીલી રસીલી બની તું ઘણી તું-અ૦

રસિક— ૮

શક્તિ સકળ મુજ વ્યર્થ થઇ હાં! દુઃખથી પ્યારી ન
શકું ઉગારી-શ૦
જીવતી બાળે બાપ ઉઠીને અબળા બાળકી કોણ બચાવે?
નિરાધાર રે'સાય હાય એ જોવું રહ્યું દ્રગવારી સારી-શ૦

કાલિ— ૯

ઘેર જઈ કહેતાં ને વાર છોકરાઓ ખાશો માર

છોકરા—ચુપ, ચુપ—છો.
કાલિ—લટપટ છોડ!
છોકરા—ખટપટ છોડ!
કાલિ—આજ હું ભૂલાવીશ ખોડ
છોકરા—ચુપ ચુપ રે ડોસલા તું ચુપ ચુપ રે માર ખાશે
કાલિ—માર માર લે જોઉં બચ્ચા લે માર
છોકરા—પછી શું થાશે!-ઘેર૦

મોહન— ૧૦

થયો વખત મરવાનો ડોસો વરરાજા કહેવાય,
જમ ટાંપે કાકાને માથે ક્યારે ઝોંકું ખાય;
બોલતાં પડે, થુંક ને ધ્રૂજે,
ડગ મગ ડગ મગ થઈ ગયો પણ પૈસે લ્હેર કરાય–થ૦
ભાન સહુ ગયું, જોર જીવનું;
પણ એ પાપી ગરીબ બાળકી કેરો વેરી થાય—થ૦

પ્રેમબાઇ— ૧૧

આજે જમપૂરી પહોંચાડું રે

કાલિ—ગાંડી શું થાય અલી!
પ્રેમ—સાસુ પ્હેલી હું પરણાવું રે!
ઘેલી શું થાય અલી!
પ્રેમ—થઇ ગધેડા
ભગત—ઘરડા ઘોડા
પ્રેમ—જશો પરણવા!
ભગત—દહાડા ગણવા
પ્રેમ—ફૂટ ફૂટ થાશો!
ભગત—લાડુ ખાશો
કાલિ—છોડ જીવ જાય મારો
ભગત—જમવાનો આવે વારો
કાલિ—ઓય ઓય! ઓય ઓય બાપરે!!

રસિક— ૧૨

નિહાળી આ ભુવન લાગે છે ખંજર
તજી મેના જશે આ કાળપિંજર,
અહીં છે રાક્ષસોની રાજધાની
રહ્યાં તલસી પીવાને લોહી ખંજર–નિ૦
બળી દવમાં બીચારી પોપટીએ
જશે મારી હૃદય આકારી ખંજર.

મણી— ૧૩

રસિક રસમાં પ્રિયતમ જશમાં ડુબું ! ડુબું !
રસિક—મનહર દુઃખહર સુખકર પ્રિયપ્યારી, જાઉં વારી
બલિહારી ડુબું ! ડુબું !-૨૦
મણી—અલબેલા મારા પ્યારા,
રસિક—ઘેલાં ગુણવાળાં ગારાં;
મણી—જાઉં વ્હાલાને હું વારી,
રસિક- મીઠી મીઠી વાણી તારી- ૨૦
મણી--પ્રિયપતિ--
રસિક—રસવતી રે! મીઠી વાણી પત્ની !
મણી—પ્યારા મારા પ્યારા !
રસિક—તારા રસમાં રમી.
ગુંજાણુ પ્યારી ?
મણી--શું પ્રાણ પ્યારો !
રસિક--ગુવાણ તારી-૨૦

મોહન — ૧૪

ફોકટ પૈસા ખરચી નાંખે
મૂરખ પાછળ ગાળો ભાખે
છેવટ દુઃખ નિર્ધન થઇ સાંખે
નહિ જય પણ થાશે હો-હો-હો—
ખાતાં ખુટશે ફિટફિટ કરશે
થાશે કરજી દુઃખિયો મરશે
નત્ર જમણ કરીને કો તરશે
જાશે પત પાછલ હો-હો-હો—

મોહન— ૧૫

દીધો હાટી જો આજ મને ન્યાતમાં,
એઠાં જુઠા શાક દાળ અને ભાતમાં—દી૦

મહાદેવજીને બીલી ચઢે તેમ
પતવાળી પડી માથે રાતમાં—હી૦
જમણ રહ્યું ધર્યું આપણે તો નાઠા
કાછડી અબોટિયું હાથમાં—હી૦

રસિક— ૧૬

હાય ! હિંદુ લુટાય હાય ! હિંદુ લુટાય !
હાય ! એનાં ઘરબાર સહુ નાશ થઈ જાય.
સારે કામે કોડી એક ન અપાય
ઉંધે રસ્તે ઉડાડી દ્રવ્ય ખુશી ખુશી થાય—હાય૦
આજ રઝળતા ભીખારી હિંદુ હાય !
નહિ ટળી મળી રૂડી શિખામણો કદી મનાય- હાય૦

ગુણિકા— ૧૭

સઘરા બિગારા જોબનવા
જાઓજી બાલમ તુમ હમરો ના બોલો મોરા-સ૦
તુમ અઓરનસે પ્રીત લગાઇ
હમરી ન લીની એક ખબરીઆ
અએસે સોહાગકો આગ લગો
મોરા જીયરા ક્યોં જલાયા જોબનવા-જા૦

ગુણિકા— ૧૮

બાદિલા એગે આયોરે મોરા જોબન બીતો જાય--બા૦
ચંદા તોરી ચાંદની સુતી પલંગ બિછાય,
જબ જાગું તબ એકલી મરૂં કટારી ખાય--બે૦
પ્રીતમ પ્રીત લગાયકે છોડ ગયે પરદેશ
જાવું વાંકે યાદમે લઉં જોગનકા બેશ-બે૦

મણી— ૧૯

નહિ પડે કંઈ ચેન પિયુ મને, હાય!
મરણુતણું શરણુ છેવટ રહ્યું
અશરણુ બની હાય.... .... નહિ૦
માળ જપી હું હરદમ પિયુ પિયુ!
પૂરી ન આશ પડી કંઇ મારી
હારી હવે તો મરૂં ઝેર ખાઇ— નહિ૦

સ્રીઓ— ૨૦

મણી વહુનાં મારે તમે સાંભળો છો કે ના?
તમારે કાન છે કે કોડીયાંરે તમે સાંભળો છો કે ના?
તમારે નાક છે કે નળિયાંરે તમે સાંભળો છો કે ના?
અમને ભૂખે ભમ્મર આવેરે તમે સાંભળો છો કે ના?
અમને તરસે તમ્મર આવેરે તમે સાંભળો છો કે ના?

સ્રીઓ— ૨૧

આજ ભરિયા સરોવર છલિયાંરે આનંદ ભયો,
આજ કાચી કેરી પાકીને આનંદ ભયો.
આજે દુશ્મનની છાતી ફાટીરે આનંદ ભયો,
આજ કોઇ કહે કલ્યાણદાસ ભાઇ જૂઠારે આનંદ ભયો
આજ ભત્રિજો પરણાવી ઉઠયારે આનંદ ભયો.

સ્રીઓ— ૨૨

ચલરે ગાગર ચલરે ગાગર જમનાજી જઇએ
જમનાજી રળીયામણુંરે ગાગર ઘુમે—ચલરે૦
પાણીડાં જાઉં તો મને તડકોરે લાગે
સાહેબા ચંદરવો બંધાવો રે ગાગર ઘુમે—ચલરે૦
શેરીએ ચાલું તો મને કાંટારે વાગે
સાહેબા ગાલીચા ઢળાવોરે ગાગર ઘુમે—ચલરે૦

## અંક ૨ જો

મણી—　　　　　　૨૩

તું હરિ તું હરિ મોટો સહુથી આશા પૂરે ભાવેરે
કીડીને કણુ હાથીને મણુ કો સ્થળઠાલી નવ તુજના વણુ
દુઃખિયાને સુખિયા સહુ કેરો તું પ્રભુ એવી કહાવેરે-તું૦
જયાં ત્યાં સહુને સરખાં લેખે મોટું નાનું કોઇ ન દેખે,
છે ખરી છે માયા તારી, તું તુલ કોઇ ન આવેરે—તું૦

મણી—　　　　　　૨૪

લાચાર જીવનહાર છે દુઃખથી બિમાર છે
આધ.ર નિરાધાર વિદેશ જનાર છે—લા૦
હું ભાગ્યહીણી કાજ પામે પ્રાણ આવું દુઃખ,
હજાર છે ધિઃકાર જીવન આ અસાર છે—લા૦
કરૂણા નિધિ કંઇ તો કૃપાકર તું અમો પર આજ
ઉદ્દાર પાલનહાર છે દીનનો દાતાર છે-લા૦

મોહન—　　　　　　૨૫

ન જા તું ભાઇ આમ છોડી ! છોડી મને વ્હાલા-ભા૦
રસિક-ભાભી તારી લેશે તારી સદા રૂડી સંભાળ પ્યારા,
મણી-વ્હાલા ચિંતા ના કરો કંઇ,
રસિક-આંખેથી ન આંસુ હવે ઢાળ મારા બાળા ભ્રાતા-ભા૦
મોહન—છુટા તુજથી થતાં મુજ મનમાં કંઇ કંઇ થઇ
જાય વ્હાલા૦
મણી—બાપુ છોડો એમને,
રસિક—જાવા દે વખત વહી જાય;
મોહન—ના છોડાય પ્યારા—ભા૦

રાજારામ— ૨૬

બનશે મજેના ફક્કડજી ગજવામાં નહીં પાઈ
ફરશે ફુલાતા ચસમાં પેરી છાતી કાઢી ભાઇ !
ઘર સળગાવે પાપી પોતાનું ને નાચે;
ધુળ મુખમાં લઈને લાડુ કહીને રાચે
અંગ્રેજ બની જઈ ભભકે ચાલે સોટી સારી સાઈ—બ૦

બરજોરજી— ૨૭

ચલ તું આવ લે મતલાવ આવો ફક્કડ ડ્રેસ,
પેરી મોતી ટરબન આવ્યા જાણે કઢાડયો વેશ;
ઈફ યુ સી યુ વીલ બી ગ્લેડ હું સી ધીસ સૂટ ?
કૈસી ફક્કડ કેપ બનાઈ કૈસા હય એ બૂટ !
કમ અક્કલ કરો હજી નક્કલ
સમજી અમ જેવી આવી
તો જાશો જગમાં ફાવી
જો નહીં માનો હોગા આખીર બેડ તુમારા કેશ,

રાજારામ— ૨૮

બનો બનો ના દુઃખી (૨)
ગરથ આપી ગાંડાં છતી આંખે અંધા
મૂરખ ને મૂરખ ના સુખી—બ૦
કરજદાર થઈને ને અપમાન લઇને
તમારાથી રહેશો સુખી;—બ૦
કકડતાંને જોઇ પછી રહેશો રોઇ
જશે ધન થશો બહુ દુઃખી;—બ૦

મોહન— ૨૯

ચોર લોકને ચોરી કરવામાં પડતી શી હશે મજા !
પરતું લુટી લઈને ખાવા પીવામાં શી હશે-મજા !

જાણું જોઇને ઝેર હળાહળ પીવામાં શી હશે મજા !
સ્વર્ગ છોડી હઇ નરકમા જાવામાં શી હશે મજા !
નીતિ મહીં કયું ઝેર વસેછે અનીતિમાં શી હશે મજા !
આબરૂ છોડી નકટા થઇ ફરવામાં શી હશે મજા !
ઝેરના કીડા મરે છે ઝેરમાં આનંદથી,
જેલના જીવો ફરે છે જેલમાં આનંદથી;
ખર મીઠી સાકર નહીં ખાશે કદી આનંદથી,
નર અનીતિ ભર નહીં ચ્હાશે નીતિ આનંદથી !
જાણે એક કુંભાર ગદ્ધાની સ્વારીમાં શી હશે મજા !

મણી - ૩૦

પ્રેમે પત્ર પ્યારા પાઠવુ, લેજો આંનંદ આંસુડે વધાવીરે-પ્રે૦
વીત્યા દીવસો દોહ્યલા ગયો આંસુનો વખત;
ફીડા નિસાસા ગયા આજે ગઇ ગુલામી સખત.
અંતર આશા ઈશ્વરે આજ પુરી નિરવાણ;
આવો મને એકદમ ધમી મુજ પાસ મુજ પ્રાણ-પ્રે૦
સુખી કરવા તમને મથ્યો અંતર આણી ઉલ્લાસ;
વ્હાલાં છેવટ હું થયો, આજ પ્રભુ કૃપાથી પાસ-પ્રે૦

મોહન— ૩૧

લાગે રૂપાળી કેવી ભાભી તું ! જોરેજો અરે જો જોરેજો ! !
મુખડું નિહાળી જો ઘુંઘટડા વાળીજો છુપાવી કીકી કાળી--લા.
રૂડી જણાય કેવી ! સામી તણાય કેવી !
જો જો રીસાય કેવી ! ફોકટ ફુલાય કેવી !
વાવા ! ચીડાય કેવી !
જોની જોની બાપુ જોની સામું જોની લેની જોની અરેજોની
વાહવા ચટકો લટકો મટકો ! હાં— –– —લા૦

## અંક ૩ જો



નવનિતરાય }
કમળા } આજ આજ આનંદ આનંદ છે.

આજ આજ સુખકેરો ચંદ છે.
રંગ રંગ ને ઉમંગ હર્ષ હર્ષ રંગ સંગ,

રાજા—વિધાની મ્હેર બધે જશ દે
વિધા મળે તો સુખી રસ દે.

બધાં—આનંદ ... .... આનંદ

રાજારામ— ૩૩

જાઓ જુઓ યુરોપી સુધારા!
છુટા છેડાના કેસ, જુઠા પ્રીતીના વેશ;
જુવો રખડતાં બાળ, ન માબાપનણી ભાળ—જા૦
નહિ અંજાય ભપકાથી નાસો, છુપાં કાળાં કરમતો તપાસો,
મારી તમાચો ગાલ લાલ, રાખો લેઇ બીજાને ખાડામાં નાંખો;
રડે હકના હિમાયતી બિચારા વહે આંખે હવે આંસુ ધારા,
છતાં જાઓ, અંધ થાઓ, મરો જાઓ ઝેર ખાઓ-જા૦

રાજારામ— ૩૪

હાથમાં લીધો હાથ ને ચાલ્યા
ઘુમવા માસ્તર સાબરે, તારો ભપકો! બારેરે ફટફડાટનો,
બાપદાદાનું બોળી બેઠા ડાહ્યાને કહે છે ઢેમ!
દીવો દેખી પતંગ ધસે, પડે ધસીને તેમરે—તારો૦

રેશલતી ચાલે લેડી, બોલે ઈંગ્રેજીમાં બોલ,
બાલ છે વાંકા ચાલ છે વાંકી, અંદર પોલંપોલરે—તારી૦

ભટ— ૩૫

પેલાં નાઇ બરફી ખાઇ ગીતો ગાઇ મારા ભાઇ
કુદું નાચું અ હા હા હા ! રમું રાચું વા વા વા વા !
લઇને ગાડી પ્યારી લાડી મોટી વાડી છાતી કાડી !
હા હા હા હા ! ઍ ઍ અ ઍ ! ઓહોહોહોહો ઍ ઍ ઍ ઍ
આંખો ઘેરી કરી લેરી મોજાં પેરી પેસો વેરી
માલું ચાલી ધમધમધમધમ ! સોનું ઘાલી ઠમ ઠમ ઠમ ઠમ !

ભટ— ૩૬

કરે હજાર હજાર સલામ સપાઇ

સિપાહી—સબર સબર જરા
ચલએ હયા ચલએ હયા

ભટ—હાય હાય !

સિપાહી—ચુપ પલીદ મુજી નાસજા

ભટ—પેટ દુઃખેછે ઓય અરરર !

સિપાહી—ન મરૂં કર ન સર હીલા

ભટ—ઉં ઉં જીવ જાય—

સિપાહી—માર ખાયગા ગધ્ધા

ભટ—ઓયરે થશે શું આજ બાર વાગીરે ગયા !

મોહન— ૩૭

હવે છોડું ભાભી કરીને સતાંબી
કાકીની ખરાબી પૂરી હું કરૂં,

ખોટી લીધી બાળાને ફસાવી
મળી આજ ચાવી હવે શું કરૂં
ઝેર તો ખવાડયું પોતે શાને કપટે
ઢોળી બિચારી ભોળીપર દીધું વેર લીધુ
બતાવી ખોટું ખરૂં.

ગંગા— ૩૮

કોઇ લાવી આપો લાડીલી,
હા ! બચાવી આપો લાડીલી;
મારૂં જીવનું જતન હા ! લુંટાયે રતન—કોઇ૦
કોઇ મળે ના જોગી જંગમ
રાક્ષસનું આ સુધારે વતન-કોઇ૦
ફાટી સાડી પાલવ ગાંઠીને
ફોકટ આ મારો જાય પ્યારો તન—કો૦

ગંગા— ૩૯

લે લાલ ટોપી તું લટકાવી

મગન—ઝટકાવી ઝટકાવી, જોડા ચટકાવી ચટકાવી
ટોપી પટકાવી પટકાવી, કુડતું કટકાવી, કટકાવી
હઉં આમ સોટી હું ફટકાવી * * * લે૦

મણી— ૪૦

શી અજબ છે રંગ ભૂમિ ભેદી આ સંસારની
મોહની છાઈ રહી છે નાટિકા સંસારની—શી૦
શોકને આનંદનાં ચિત્રો મનોહર ચિતર્યાં
નાશ ને જાહોજલાલી છે લખી સંસારની.—શી૦

૩

છુપાઈ પડદા પાછળે

જે છમંગ હાથે ચલાવે ચાવી આ સંસારની.—શી૦

મણી— ૪૧

સુખમય મુજ પ્રિય શુભ દિન અવસર—

રસિક—ધન્ય થયો હું આજ રસીલી.

તુજ સમ પ્રિય શ્યાણી !

મણી—પામી સુખ માણી તન ધન્ય પ્રમાણી,

રસિક—પ્રગ્યો યશ લહાણી—સુ૦

બન્ને—ગુણ શુભ સ્નેહ રસે પ્રિય હૃદયે વિલસે—સુ૦

રસિક છબી સમીપ ઉભા

નજર કરી શી મધુરી !

પ્રેમ ધરી ધન્ય કરી

જઉં વિસરી વિતક સહુ

થયા પ્રસન્ન મુરારિ—સુ૦

